પ્રકાશ કરવા ભાગ્યશાળી બન્યો છું તેને માટે તેઓશ્રીનો ઉપકાર સ્વીકારી મારા ઉત્સાહને પ્રોત્સાહન કરવા તે પંથના આચાર્યો ગ્રંથ પ્રકાશકને આશ્રય આપી મદદ કરશે તેમજ તેમના સેવકો ધમાભ-શાહના ચરિત્રથી વાકેફ થઇ તેનું ધ્યાન દઇ દરરોજ મનન કરવા સ્વગૃહને દીપાવશે, તેમજ તેઓશ્રીના વચન પ્રમાણે ચાલશે, તો સેવકનોશ્રમ સફળ થયો સમજાશે; તેવા હેતુથી આ ધાર્મિક પુસ્તક જે અમુલ્ય છે, તેનો દરેક ધર્મજીજ્ઞાસુ લાભ લે તેવા કારણથી ફક્ત તેની કિંમત રૂ. ૦–૨–૦ રાખવામાં આવેલી છે જુવો કે પુસ્તકતો આપને ઘણુંજ નાનું લાગશે જેથી તે લેવા કોઇનું મન આચકો ખાતું હશે પણ તેના ગુણ જોવાથી આપને એ પુસ્તક મોટું લાગશે જેમ ગુલાબનું પુષ્પ લેવા જતાં કાંટા તો ખાવા પડે છે પણ કાંટા ભોકાયા પછી તે ફુલની સુગંધ અને રૂપના મોહક ગુણથી વાગેલા કાંટાની અસર ભુલી જવાય છે, તેમ કિંમત ખર્ચી લીધેલા પુસ્તકને વાંચી તેના ગુણ તરફ આપ નજર કરશો ત્યારે આટલી નજીવી રકમને આપ કશા હીસાબમાં ગણવાના નથી.

સેવક અજ્ઞાત હોવાથી ભાષાદોષની ક્ષમા આપી સુજ્ઞ વાંચકોએ સુધારી લઈ વાંચવા કૃપા કરવી.

આ પુસ્તક બનાવવામાં મારા મિત્ર નર્મદાશંકર કાળીશંકર સોમેશ્વર બહેચર, મોહનલાલ રાયચંદ તથા બીજા મિત્રો તરફથી મને મદદ કરવામાં આવી છે તેમનો હું અંતઃકરણ પુર્વક ઉપકાર માનુંછુ.

ચૈત્ર શુ. ૧
સંવત ૧૯૭૧.

પ્રકાશક.
મોતીલાલ સોમાલાલ શાહ,
દાહોદ બ્રેન્ચ સ્કુલ હેડમાસ્તર.

# અનુક્રમણિકા.



---

# વિજ્ઞપ્તિ.

પીરાણાથી જુદા પડી ઇમામશાહના ફરમાન મુજબ જ્યાં જ્યાં ગાદીઓ સ્થાપન થઈ; ત્યાંના ગાદી વારસોની તથા તે ધર્મના નિયમ તેમજ જાણવા જોગ હકીકત અથથી ઇતિ સુધી લખી જણાવશે; તેમના પરોપકારનો ઓશીંગણુ થઈ બીજી આવૃત્તિમાં વધારા સાથે છપાઈ બહાર પાડવામાં આવશે.

કૃપાકાંક્ષી

મોતીલાલ સોમાલાલ શાહ.

# પીરાણા પંથ.

પીરાણાની જગા અમદાવાદથી ગાઉ ૫ દક્ષિણમાં મોજે જરમથા પાસે છે. તે જગામાં સાત આઠ રોજા છે. તેમાં કબરો છે. જગા મોટી જોવા લાયક છે. કેટલા એક સાહેબ લોકોએ તેની છબી પાડી લીધી છે. પીરાણાનો એક પંથ કહેવાય છે, તેની હકીકત જાણવા લાયક છે, એવું જાણીને પ્રસિદ્ધ કરી છે તેમાં મુખ્ય રોજો ઈમામશાનો છે. તેના માલેક તેના મુંજાવર કાકા નથુ શામજી હાલ છે. તે જાતે લેઉઆ કણબી તેની ઉમર ૪૨ વર્ષની છે તેની ગાદીએ જે બેસે અથવા સંસાર તરીકે તેમના ધર્મનો સાધુ જે થાય તે કાકા કહેવાય છે. પીરાણાની જગામાં તેમના નોકર ચાકર તથા કાકા મળીને ૫૦ માણસો રહે છે. તે રોજાને લગ્તી વસ્તી ૭૫ ઘરની છે વર્ષ દહાડે સેવક લોકો તરફથી પેદાશ આશરે દશ હજારની છે. ત્યાં રાંધેલું તથા કાચા અન્નનું સદાવ્રત હિંદુ અને મુસલમાન ભીખારીઓને અપાય છે.

### તે ધર્મ ચલાવનાર ઈમામશાની હકીકત.

વિક્રમ સંવત ૧૫૦૫ ની સાલમાં ઈરાનથી ઈમામશા નામે સઇઅદ ગુજરાતમાં આવ્યા ને જરમથા ગામની ભાગોળે ટેકરા ઉપર મુકામ કર્યો એવામાં બે ત્રણ વર્ષમાં વરસાદ વરશેલો નહિ. તેથી ગામના પાટીદારો ઈમામશાને મહાપુરૂષ જાણીને જઇને તેમની વીનંતિ કરીને વર્ષાદ માગ્યો. ત્યારે ઇમામશાહે કહ્યું કે "અભી વર્ષાદ આયગા" પછી તરત વર્ષાદ થયો. તેથી પાટીદારોએ તેમને ગુરૂ કર્યા.

પછી ઇમામશાહે પાટીદારોને કહ્યું કે ગામથી દૂર મારે વાસ્તે એક જગા બંધાવી આપો, તે આ ગામથી પશ્ચિમ દિશાએ હું તીર ફેંકું તે જ્યાં જઇને પડે તે ઠેકાણે બંધાવી આપો, પછી તે ઠેકાણે ઝુપડી બંધાવી આપી. એવામાં અમદાવાદના પાદશાહે શિકાર કરવા વાસ્તે ( મહમદ બેગડો હશે. ) ત્યાં આવીને મુકામ કર્યો. તેણે ઇમામશાહની પરીક્ષા લેવા સારૂ દૂધમાં ઝેર નાંખીને પાયું, તો પણ ઇમામશાહને કાંઈ ઇજા થઈ નહિ. વળી પાદશાહે બિલાડીનું માંસ રંધાવીને તેની આગળ મુકયું, ત્યારે ઇમામશાહે કહ્યું કે “ આઓ બચ્ચા કાયકુ મરી પડી હે ” તેથી બિલાડી જીવતી થઇને તેમની પાસે ગઈ. વળી પાદશાહે માંસની રકાબી મોકલી કહ્યું કે આમાં ગુલાબનાં ફુલ તમારે વાસ્તે મોકલ્યાં છે. એમ કહીને મેજ ઉપર રકાબી મુકી. પછી ઇમામશાહે રૂમાલ ઉઘાડયો એટલે તેનાં ખરેખર ફૂલ થઇ ગયાં તે સઉને વહેંચી દીધાં.

પછી પાદશાહ, ઇમામશાહને પોતાના દરબારમાં અમદાવાદ લઇ ગયાં તે કેટલાએક દહાડા અમદાવાદમાં અને કેટલાએક દહાડા પોતાની જગામાં આવીને રહેતા હતા. તે પાદશાહની એક દીકરી હતી તે ઇમામશાહ ઉપર મોહિત થઇ તેથી પાદશાહે તેમની સાથે પરણાવી.

તેનો મહેલ અમદાવાદમાં હતો. તે બાઇને પેટ ચાર દીકરા થયા તેઓના વંશના સઇઅદો પીરાણાની વસ્તીમાં રહે છે, તે વંશમાં હાલ આશરે ૧૩૦ પુરૂષો છે, તેઓનું ગુજરાન હાલ પીરાણાની પેદાશમાંથી ચાલે છે. તેઓમાંનો કોઇ પીરાણાની ગાદી ઉપર ગણાતો નથી. પણ તેઓને ગોરના જેટલું માન પીરાણાના ધર્મના લોકો આપે છે.

જ્યારે ઇમામશા ઘરડા થયા ત્યારે તેમણે પોતાની કબરને વાસ્તે પીરાણામાં રોજો બંધાવા માંડયો. તે ઉપર આશરે દેઢ લાખ રૂપૈઆ ખર્ચ કર્યા. તે રોજાથી દક્ષિણ તરફ ૪૦ કદમ છેટે " નગીના ગોમટી " નામે જગાની બેઠક છે ત્યાં ગાદી ઉપર બેશીને રોજ સાંઝે ગાદી નીચેથી નાણું કાઢી કાઢીને મજુરોને પૈસા ચુકવી આપતા હતા. તેથી મજુર કોળીઓએ જાણ્યું કે આ ગાદી હેઠળ ખજાનો છે. તેથી તેમણે રાત્રીએ આવીને તે ઠેકાણે ચોરી કરવા સારૂ ખોદયું પણ કાંઇ મળ્યું નહિ.

બીજે દહાડે સાંજે મજુરી ચુકવી આપતાં ઇમામશાહે તે કોળીઓને કહ્યું કે તમે રાતે જે આ ગાદી હેઠળ ખોદવાની મજુરી કરી તેના પણ આ પૈસા લો એમ કહીને પૈસા. આપ્યા.

જ્યારે તે રોજો તૈયાર થયો ત્યારે, તેમની સેવામાં મુખ્ય સેવકો પાંચ હતાં તેમનાં નામ. હાજર બેગ મુસલમાન, ભાભેરામ ગાડીવાન કણબી લેરૂઆ, નાયા કાકા કોળી. શાણા કાકા લેઉઆ કણબી અને ચીચીબાઇ ભાભારામની બહેન તે પાંચ જણાંએ કહ્યું કે આપ હવે સ્વર્ગમાં જવાની તૈયારીમાં છો અને અમે આપની સેવા આજ સુધી કરી તેના બદલામાં શું ફરમાવો છો.

ઇમામશાહે હાજર બેગને કહ્યું કે જ્યારે મારો દેહ પડશે ત્યારે તારો પણ દેહ પડશે. ને તારી લાશને મારા રોજાથી ૨૦ કદમ દૂર દફનાવશે અને ઉનાળામાં ગમે તેવો તડકો પડે તો પણ તમારી કબર અગાસે છતાં તેને તાપ લાગશે નહિ, તે ઠંડી રહેશે. અને મારા સેવકો પ્રથમ તમારી કબરને ફૂલ ચડાવ્યા પછી મારી કબરને ચડાવશે તેમ આજ થાય છે.

ભાભારામને કહ્યું જે ચરોત્તરમાં પેટલાદ પરગણામાં દેવાગામ છે ત્યાં જઇને તમે મુકામ કરો. અને ચીચીબાઇને કહ્યું કે તમે દેવાગામથી થોડે છેટે ગામ વસાવીને રહો. તમારી બંનેની ગાદી અમારા જેવીજ ત્યાં ચાલશે. પછી તેઓ ત્યાં ગયાં. ચીચીબાઇએ ગામ વસાવ્યું તેનું નામ ચીચીબાઇની રોણુ કહેવાય છે. તે બંને ગામોમાં તેઓના રોજા છે. ત્યાં સદાવ્રત અપાય છે અને ત્યાંની પેદાશના તથા જગાના માલેક તેમના વંશના છે, તેઓ કાકા ઉપનામથી કહેવાય છે.

નાથા કાકાને ઇમામશાહે કહ્યું કે તમે રેવાકાંઠે કાનમ પ્રગણામાં કુકસ ગામ છે ત્યાં જઇને રહો ત્યાં તમારી માનતા ચાલશે. શાણા કાકાને પીરાણાની ગાદી ઉપર રહેવાનું કહ્યું, તેથી તેઓ ત્યાંજ રહ્યાં ગાદી ઉપર બેસે તે સંસારનો ત્યાગ કરે છે. ભગવાં લુગડાં પહેરે છે અને ડાઢી રાખેછે. માથે ધોળી પાઘડી બાંધે છે. અંગરખું ધોળું પહેરવાનું ધોતીઉં તથા ચાદર ભગવી કરે છે. કાછડી વાળે છે.

જ્યારે તે દેહ મુકે ત્યારે તેમના હજુરના ત્યાગી સેવકોમાંથી તેની નાતનો જે હુશીઆર જણાય તેને સર્વ સેવકો મળીને ગાદીએ બેસાડે છે અને તે કાકો કહેવાય છે. કાકાઓની ૨૧ પહેડી હાલ છે. પેઢી એટલે શિષ્ય પરંપરા ગાદીના વારસ.

તે ઇમામશાહે દેહ મુકયો ત્યારે તેની કબર તે રોજામાં કરી. રોજા મહીના પછી છઠી તારીખે તેમના ઓરસનો દહાડો આવે છે. તે દહાડે હિંદુ તથા મુસલમાનોનો મેળો ભરાય છે. તે સિવાય બાર મહીનાની દરેક બીજે, ગોકળ આઠમ, ધરો આઠમ તથા ભાદરવા શુદ ૧૧ ને દહાડે પણ ત્યાં મેળો ભરાય છે. ત્યાં જીવ હિંસા થતી નથી.

તેમના સેવકો મુખ્ય લેઉઆ તથા કડવા કણબીઓ છે. કાછીઆ, સોની, બ્રાહ્મણ અને વાણીઆ પણ છે. કોઈ મુસલમાન પીરાણાનો સેવક નથી. મુમના મુસલમાન છે તે પીરાણામાં બીજો રોજો નુરંશાહનો છે તેને માને છે. તેની ગાદીએ મુમનાની નાતનો કાકો છે. તે મુમના હિંદુઓમાંથી વટલીને થયેલા કહેવાય છે. તેઓ મુસલમાન સાથે ખાવાપીવાનો વહેવાર રાખે છે. લગ્ન ક્રિયા મુસલમાનની પેઠેજ કરે છે.

ત્રીજી સુરાભાઇની જગા છે તે રોજો નથી. તેમાં ગાદી છે તેને રબારી લોકો માને છે. ચોથો બાળા મહમદશાહનો રોજો છે, તેને શેખ જાતના લોકો માને છે. એ ત્રીજી જગાના માલેક બાજીભાઈ સુરાભાઈ છે તે શેખ જાતે કહેવાય છે. ને તે ઘરબારી છે. શેખ જાતી હીંદુ મુસલમાનથી જુદી છે. ચોથી જગાનો માલેક પણ બીજા શેખ છે. એ ચારે ગાદીવાળા કાકા કહેવાય છે.

પાંચમી જગા બાકરઅલીએ સંવત ૧૮૮૮ માં બનાવી છે, તે રોજો છે, તેમાં બાકરઅલીની કબર છે. તેની વાત એમ છે કે, તેના મુળ પુરૂષ આકલમીયાં દીલ્લીમાં રહેતા હતા, તે જાતના સિંધી હતા, પણ સૈયદ બનીને પીરાણાની ઇમામશાની જગાના ધણીપણાનો પાદશાહનો પરવાનો લઇને, અમે ઇમામશાહની ઓલાદના સૈઅદ છૈએ, એવું કહીને આવ્યા તે સમે કાકા લોકો તથા ઇમામશાહની ઓલાદના ખરા લોકો પરદેશમાં ફરવા ગયેલા તેથી આકલમીઆંએ જગા કબજે કરી, ને એક વર્ષ વહીવટ કર્યો.

પછી કાકા લોકો અને સૈઅદો આવ્યા, તેઓએ અમદાવાદના મરેઠા સુબા આગળ ફરીઆદ કરી. તે સુબાએ વાદી પ્રતીવાદીઓને પુને મોકલી દીધા. ત્યાં ખરા સૈઅદોએ દીલ્હીથી મેજર મંગાવીને

સાબીત કરી આપ્યું કે આકલમીઆં સિંધી વંશના નથી, તેથી પુનાની સરકારે આકલમીઆંનો પચીશ હજાર રૂપૈઆનો મુચરકો લખાવી લીધો. અને જગા કાકાને તથા ખરા સૈયદોને સોંપી.

પછી આકલ મીયાંના વંશના અમદાવાદમાં તથા ખંભાતમાં રહ્યા. આકલ મીયાંના ફાજલ, તેના સરીફ તેના બડામીયાં, તેના પુત્ર બાકરઅલી થયા, તેના દતપુત્ર હુસેનમીયાં હાલ હયાત છે. તેઓ ને પીરાણામાં જુદી જગા બાંધવાની ઘણી આતુરતા હતી પણ જગા મળતી નહોતી. એવામાં અમદાવાદનો એક તરગાળો કે જેની ચોથી પેઢીએ હાલ મોતી નાયક છે. તે તરગાળે બે ત્રણવર્ષ સુધી મોજે જરમથામાં ભવાઈ કરીને કોઇપાસેથી એકે પૈસો લીધો નહિ. પછી ત્યાંના પાટીદારોએ કાંઇ આપવાને કહ્યું ત્યારે નાયકે કહ્યું કે મને તો એક ખેતર પસાયતું આપો તો લઉં. પછી નામે કરપટીકે ખેતર જેમાં કબરો ઘલાતી હતી તે ખેતર નાયકને આપ્યું. તે ખેતર તેની પાસેથી સરીફમીયાંએ રોજો બાંધવા સારૂ વેચાતું લીધું પણ પેશ્વા સરકારનો હુકમ એવો હતો કે તેઓએ ત્યાં જવું નહિ. અને ત્યાં જગા બાંધવી નહિ. તેથી તેઓ રોજો બાંધી શકતા નહોતા. પછી અંગ્રેજ સરકારનો અમલ થયા બાદ તે ખેતરમાં બાકરઅલીને ડફણાવીને તે ઉપર રોજો બાંધ્યો તેમના પણ કેટલાએક સેવકો છે, ને પાંચ હજાર રૂપૈઆની પેદાશ છે. અને તે સેવકોના પૈસાથીજ તે રોજો બંધાયો હતો. તેણે ત્યાં હવેલીઓ વગેરે ચણાવીને રૂ. ૮૦૦૦૦નું કરજ કર્યું હતું, માટે સેવકોએ તે જગા કબજ કરીને દેવું પતાવ્યું, અને હુશેનમીયાંને દરસાલ આશરે રૂ ૫૦૦ની જીવાઇ બાંધી આપી અને તે જગા ઉપર પણ એક કણબી કાકો બેસાર્યો. એવાત આજથી આશરે ૨૫વર્ષ ઉપર બની.

પીરાણામાં ઉપર પ્રમાણે પાંચ ગાદીઓ છે, અને તેઓના સેવકો જુદા છે. તે નીચે લખેલા નામથી ઓળખાય છે.

૧ ઇમામશાહની ગાદીને માનનારા તે ઇમામશાઇ.

૨ સુરાભાઇની ગાદીને માને છે તે તેઓ પાંચીઆ કહેવાય છે.

૩ બાલા મહમદશાહની ગાદીને માને છે તે સાતીઆ શેખ લોકો છે. કાકા કારભારીઓ થઇને માલેક થયા તેમાં પાંચકારભારીઓએ કામ ઉઠાવી લીધું તે આઠીઆ ઇત્યાદી.

૪ બાકરઅલીની ગાદી જે માને છે તે આડીયા કહેવાય છે.

૫ નુરશાહનો રોજો છે તેને અમદાદના નુરશાઇ મુમના માને છે. તેનું પીરાણામાં કારખાનું નથી. ફક્ત કાકા, શીરા મુરાદ સકુટુંબ પીરાણામાં રહે છે તે ખેતીનો ધંધો કરે છે અને તે રોજામાં દીવાબત્તી કરે છે. દીવાબત્તીનું ખર્ચ નુરશાહે મુમના આપે છે.

૧ ઇમામશાહના સેવકો સુરતમાં તથા સુરત જીલ્લામાં, ખાનદેશમાં, બુરાનપુર વગેરેમાં, કચ્છમાં, ભાવનગર, વડોદરૂં, ખંભાત, ચરોત્તર તથા અમદાવાદમાં છે.

૨ સુરાભાઈની ગાદીના સેવકો પાટણ પરગણામાં બાલેસણ ગામમાં રબારી છે. અને શીહોરમાં સોની છે. કચ્છ માંડવીમાં સોની તથા કંસારા છે. તથા મુંબઇમાં સોની છે.

૩ બાલા મહમદશાહના સેવકો વસો તથા પેટલાદ, ખંભાત નડીયાદ અને બોરસદમાં તથા અમદાવાદમાં શેખ લોકો છે.

૪ બાકરઅલીના સેવકો સુરત, વડોદરા, અમદાવાદ, મહીકાંઠા તથા કાઠીઆવાડમાં, કાછીઆ, કણબી, કોળી, સોની, તથા સુતાર લોકો છે.

સઉથી વધારે સેવકો ઇમામશાહના છે. મોટાં મોટાં ગામોમાં તેમના ધર્મની જગાઓ છે. કાકા લોકો ત્યાં ફરવા જઇને ઉતારો કરે છે. દરરોજ તે જગામાં સેવકો ભેગા થઇને ઇમામશાની પ્રાર્થના કરે છે. તે જગાનું નામ ખાનું, અથવા પોશાળ કહે છે. અમદાવાદ માં જમાલપરમાં કાછીઆ શેરી આગળ હળદરીઆની પોળમાં ઇમામશાનું ખાનું છે. અમદાવાદમાં ઇમામશાના સેવકો ૨૦૦ છે.

હીજરી સ. ૭૪૦માં ઇમામશાહનો જન્મ ઇરાનમાં થયો પછી મક્કે જઇને પ્રથમ કોચરબપાલડીમાં આવ્યા પછીનાજ જર-મથે આવ્યા તે હીજરી સન ૮૧૫, રમઝાન મહીનાની તા. ૨૫મીએ પડદે થયા. એટલે ગુજર્યા.

---

# ઈમામશાનો ચમત્કાર.

ઇમામશાની હયાતીમાં એક અમે ગુજરાતના હિદુઓનો સંઘ કાશીએ જવા સારૂ મળીને જરમથે મુકામ કર્યો. તેમાંના લોકો ઇમામશાનાં દર્શન કરવા ગયા, ઈમામશાએ પુછ્યું કે તમે સઉ ક્યાં જાઓ છો તેઓએ કહ્યુ કે અમે કાશીની જાત્રાએ જઇએ છીએ. ઇમામશાએ કહ્યું કે તમારૂં મન સાબિત હશે તો તમને કાશીની જાત્રા અહીંજ થશે. પછી રાત્રીએ સુઈ રહ્યા અને સવારે ઉઠે ત્યાં કાશી દીઠી, ગંગાજીમાં સઉ ન્હાયા અને દર્શન કર્યાં અને કાશીની હુંડીઓ વટાવીને નાણું લઇ કાશીના બ્રાહ્મણો જમાડયા. પછી રાત્રે સુઇ રહ્યા અને બીજે દહાડે સવારમાં ઉઠયા ત્યાં ફક્ત પીરાણાની જગા દીઠી.

પછી ઇમામશાને ગુરૂ કર્યા, અને રજા માગી ત્યારે ઇમામશાહે બ્રાહ્મણોને કહ્યું કે તમે આ જનોઇઓ કાઢી નાંખો અને અમારા નામની નવી જનોઇઓ પહેરો. પછી તેમ કર્યું તેથી ત્યાં સવામણ જનોઇઓ ઉતરી હતી.

ઇમામશા હક થયા પછી જ્યારે આકલમીયાંએ આવીને જગા દબાવી ત્યારે ઇમામશાના દીકરાના દીકરા અશરફશા દીલ્હીએ ફરીયાદ કરવા ગયા હતા. તે અશરફશાનો રોજો ધોળકામાં લાકડા કુઇ આગળ છે.

પાદશાહે કહ્યું કે આકલમીયાં કહે છે કે અમે ઇમામશાની ઓલાદના છીએ અને તમે પણ એમજ કહો છો, માટે કાંઇ પી-રાણા બતાવો તો અમે માનીએ. વળી કહ્યું કે લોઢાનો તવો ધા-ખાવીએ તે ઉપર રહીને નિમાજ પઢો તો તમને તે જગાની સનંદ આપીએ તે વાત તેમણે કબુલ કરીને જુમેરાતનો ઠરાવ રાખ્યો પછી પાદશાહ સાથે નિમાજ પઢવા ગયા તે જે વખતે પોતે નમ્યા એટલે મસ્જીદનાબે ટોડા નમ્યા. અને પોતે ઉભા થયા એટલે ટોડા પણ પાછા ટટાર થયા, તે જોઇને પાદશાહ અચરજ પામ્યો, અને પીરાણાની ૪૫ વીધા જમીનનો પરવાનો કરી આપ્યો. તથા તે જગાની માલેકી લખાવી આપી.

હાલ ઇમામશાની માનતા ચાલે છે. લોઢાની બેડી તુટે છે. મતલબ કે કોઇને માથે તોમત આવ્યું હોય તે ધણી લોઢાના વાળાની બેડીયો પહેરી તે કબર આગળ જાય, એટલે તે સાચો હોય તો બેડી એકદમ તુટી પડે છે. તેથી લોકોને ભરૂસો આવે છે કે તે માણસ નિરપરાધી છે.

---

# ધર્મ વિષે.

કોઇ કાકા ફારશી ભણ્યા નહોતા, નિમાજ પઢતા નથી. પણ કાકાના મરદાંને ડાટે છે તે ઉપર કબર કરે છે. ઇમામશાહે શિક્ષાપત્રી ગુજરાતી ગદ્યમાં લખેલી છે તે વાંચે છે. " શિવો હં. શિવો હં. " એમ ભજન કરે છે. ઘણું કરીને વેદાંત મતને માને છે. ઇમામશાને ફક્ત ગુરૂ માને છે. કેટલાએક સેવકો ઇમામશાનું ભજન કરે છે. " ઇમામ કેવળાસ " એવો જાપ પણ કાકા કરે છે. બાર મહીનાની બાર બીજોના અપવાસ સઉ સેવકો કરે છે; તથા દર ગુરૂવારે ઉપવાસ કરે છે. રોજા મહીનામાં રોજા કરે છે. મોરમમાં કાંઇ કરતા નથી. સઇઅદો કરે છે.

સેવકો સઉ સઉની નાતમાં છે નાત બહાર રહ્યા નથી. મરદુ બાળે છે. અને બ્રાહ્મણ પાસે લગ્ન ક્રિયા કરાવે છે. કચ્છના કણબી મુમનાઓ મરદું ઠાઠડીમાં બાંધીને લઇ જઇને ડાટે છે. અને બ્રાહ્મણ ને બોલાવ્યાં વગર લગ્નની ક્રિયા એવી રીતે કરે છે કે ઇમામશાની ગાદી આગળ વરકન્યાને લઇ જઇને લગ્ન કબુલ કરાવે છે. એટલે બસ જેમ બીજા હિંદુઓ મરનારનાં હાડકાં ગંગાજીએ લઇ જાય છે. તેમ પીરાણાના હિંદુ સેવકો એક મરદાનાં હાડકાં લઇ જઇને પીરાણાની જગામાં ડાટીને તે પર નાની કબર કરે છે. તે ઉપરથી લોકો વાતો કરે છે કે ગુજરાતમાંના પીરાણાના સેવકો મરદાની ટચલી આંગળી કાપીને ઘરમાં ડાટે છે. અને તે ઉપર ન્હાની કબર કરાવે ને તે વાત ચુપ રાખે છે. પણ આ વાત તદન ના પાયાદાર છે.

પોત પોતાની નાતની ચાલ તથા હિંદુઓના તહેવાર હિંદુ સેવકો કરે છે. ગીતા, સુંદર વિલાસ, અખેગીતા વગેરે વાંચે છે. સુનત કરાવતા નથી. ડાઢી રાખતા નથી ચોટલી રાખે છે, અને કેટલાક તો હિંદુના દેવો માને છે. કોઇની બાયડી છોકરાં વૈષ્ણવની કંઠી પણ બાંધે છે.

કેટલાએક કણબીઓ પીરાણાનો ધર્મ છાનો પાળે છે, અને લોકોમાં એવી વાત ચાલે છે કે તેઓ જાહેર કબુલ કરતા નથી, પણ ખાનગી રીતે જાતી ભેદ રાખતા નથી. નીમાજ પઢે છે, અને મુસલમાની ધર્મ પાળે છે. માટે નાતવાળાઓને શક આવ્યાથી કોઇ-ને નાતબહાર મુકેલા, પછી રૂ ૫૦) સુધી નાતખાતે દંડ લઇને નાતમાં દાખલ કરેલા છે. તોપણ તેઓ પીરાણાનો ધર્મ છોડતા નથી રોજા મહિનામાં કેટલા એક છાની રીતે રોજા કરે છે, અને કેટલા એક જાહેર રીતે કરે છે.

કચ્છમાં પીરાણાના પંથી કણબીઓમાંથી આશરે સોઘર સ્વામીનારાયણના ધર્મમાં ગયા છે, તેઓ મુરદાંને બાળે છે, અને બ્રાહ્મણપાસે લગન ક્રિયા કરાવે છે. અને તેઓની નાત જુદી બંધાઇ છે.

પીરાણાના સેવકો એવું કહેતા નથી કે અમે મુસલમાન છૈએ. ફક્ત એટલું કહે છે કે ઇમામશાને અમે ગુરૂ માનીએ છૈએ. એ ઉપરથી જણાય છે કે, જ્યારે મુસલમાન અમલદારોએ જબર દસ્તીથી હિંદુઓને વટલાવા માંડયા હશે, અને હિંદુઓ ઉપર જુલમ કરવા માંડયો હશે ત્યારે ઇમામશાહે કેટલાએક હિંદુઓને દીલાસો આપ્યો હશે કે તમે મારા સેવકો થાઓ તો તમને હિંદુ રહ્યા છતાં કશી

ફરકત થવા નહિ દેઉં તેથી હિંદુઓ તેમના સેવક થયા હશે અને જેઓને વટલાવ્યા તેઓ મુમના થયા.

પછી કેટલાએકની આસ્તા તેમના ઉપર વધારે બેઠી હશે તેઓ કેટલોક જાહેર અને કેટલોક ખાનગી મુસલમાની ધર્મ પાળતા હશે

તેમાં એક કુટુંબમાંથી ઘરડો હશે. તેને સાંઈ ન કહેતા કાકા કહેતા હશે તે ચાલ આજ સુધી રહ્યો.

તેમના ધર્મ શિવાયના હિંદુ તથા મુસલમાનો માંદે સાજે પીરાણાની માનતા કરે છે. વાંઝણી બાઇડીઓ લોઢાના વાળાના પીરની બેડી પહેરે છે. પછી જો છોકરૂં થાય તો પીરાણે જઇને બીજી બેડી ત્યાંનો લુહાર કરી આપે તે પહેરીને પીરના રોજાની પ્રદક્ષિણા કરે છે ત્યાં તે બેડી તેની મેળે ભાગી પડે છે, એટલે તે બેડી કાઢી નાંખે છે. અને જો છોકરૂં ન થાય તો સાત આઠ વર્ષ પછી પોતાની મેળે કાઢી નાંખે છે.

### દોહરો.

દેવાતણુ દેવો તણું, પીરોની પીરાઇ.
માનનારને મન ગમી, તેવી તેણે ગાઇ.

---